શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર, અમદાવાદ તથા શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્‌નું મુખપત્ર

સદ્‌વિદ્યા પ્રવર્તાવો પૃથ્વી પરે...

# ગુરુકુલ દર્શન

વર્ષ - ૫
મે - ૨૦૧૩
અંક - ૫
પંચવાર્ષિક લવાજમ : રૂા. ૨૫૦/-

## શરણું સહજાનંદનું

વંથલી ગુરુકુલ ખાતે યોજાયેલ મહોત્સવમાં ઉપસ્થિત
સદ્‌ગુરુ સંતો

નાગધ્રા ગામે યોજાયેલ મૂર્તિપ્રતિષ્ઠા મહોત્સવમાં ઉપસ્થિત
પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી

હનુમાન જયંતીના રોજ મારુતિયાગની પૂર્ણાહુતી કરતા
સંતો તથા યજમાનશ્રીઓ

અમદાવાદથી ગઢપુરની પદયાત્રામાં જોડાયેલ
પદયાત્રી હરિભક્તો.

SGVP માં યોજાયેલ સમરકેમ્પ દરમિયાન ક્રિકેટ, ઘોડેસવારી, ફુટબોલ વગેરે રમતોની ટ્રેનીંગ લઇ રહેલા બાળકો

-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુદેવ
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

# ગુરુકુલ દર્શન

વર્ષ-૫, મે-૨૦૧૩, અંક-૫

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી
: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

| | |
|---|---|
| પ્રકાશક | : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી |
| તંત્રી | : પાર્ષદ શ્રી શામજી ભગત |
| સંપાદક | : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી |
| કલા સંયોજન | : હરિકૃષ્ણ ગ્રાફિક્સ, ગોવિંદ બાંટવા |
| વ્યવસ્થાપન | : જગજીવનભાઈ પટેલ |
| તસ્વીર | : જી. વિઝન |
| મુદ્રક | : સૂર્યા ઓફસેટ |

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

લવાજમ અંગે પત્રવ્યવહાર

'ગુરુકુલ દર્શન' કાર્યાલય

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ
ગુરુકુલ રોડ, મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail : darshan@sgvp.org

## એવી મોહ રે નિંદરથી...

એવી મોહ રે નિંદરથી જીવડાં જાગને રે જીરે
મોંઘી મો'લાતુ ભેળાય...એવી મોહ રે

એવા મૃગલાં ચરે રે ઉભા મો'લમાં રે જીરે
ખેતર ખળીચે ખુંદાય...એવી મોહ રે

એવા વૈચાને વાગોળ્યુ વેડે વાડીયું રે જીરે
વાડી વેરાન વગડો થાય...એવી મોહ રે

એવા માતેલા થીયારે તારા આખલા રે જીરે
નાથ્યા કેમે નો રે નથાય...એવી મોહ રે

એવા પાણીડાં પાતાળે પૂગ્યા પૂન્યના રે જીરે
ઉભી સીમડીયુ સૂકાય...એવી મોહ રે

એવા કેટલાં રે જનમ વીત્યા નીંદમાં રે જીરે
મનખા દેયુ એળે જાય...એવી મોહ રે

એવો માધવ કે હવે તો જીવડાં જાગ ને રે જીરે
સત્‌ગુરુ કરે તારી સા'ય...એવી મોહ રે

- સ્વામી માધવપ્રિયદાસ

આ ચરાચર સૃષ્ટિમાં સર્વ જીવપ્રાણીમાત્રને કોઈને કોઈ આશરાની જરુર પડે છે.

તે ભલે કીડી હોય કે હાથી હોય, સામાન્ય મનુષ્ય હોય કે આખી પૃથ્વિનો રાજા હોય, બધાયને કોઈકના શરણે અથવા આશરે રહેવું જ પડે છે.

અરે ! આ સૃષ્ટિના રચઈતા સ્વયં બ્રહ્માજી પણ ક્યાં સ્વતંત્ર છે !

સર્વતંત્ર સ્વતંત્ર એક ભગવાન શ્રીહરિ જ છે. એ શ્રીહરિના એક ઈશારા માત્રથી અનેક કોટી બ્રહ્માંડોની રચના થાય છે, અનંત બ્રહ્માંડોનો નાશ થાય છે. સૂર્ય-ચંદ્ર, ઈન્દ્ર, અગ્નિ, વાયુ, વરુણ સર્વ દેવતાઓ શ્રીહરિની આજ્ઞામાં રહે છે. તેઓને પડતી મુશ્કેલી વખતે તેઓ શ્રીહરિની સ્તુતી કરે છે.

માટે અનંત કોટી બ્રહ્માંડો, અનંત કોટી જીવો, અનેક ધામો, અનેક મુક્તો એ સર્વના આધાર અને નિયંતા એક પરંબ્રહ્મ પરમાત્મા શ્રીહરિ જ છે. માટે શ્રીહરિનો આશરો જ સર્વશ્રેષ્ઠ આશરો છે.

કોઈએ સરસ કહ્યું છે,

"માનવ છત્રી, થતી કાગડો
છત્ર પ્રભુનું સાચું."

આ દુનિયામાં દરેક વ્યક્તિ કોઈ ધનવાન, શક્તિશાળી કે બુદ્ધિશાળી વ્યક્તિઓનો આશરો શોધતી હોય છે, પરંતુ એ માણસનું છત્ર ક્યારે કાગડો થઈને ઉડી જાય તેનું કાંઈ કહેવાય નહીં !

જો કોઈના આશરે જ રહેવાનું હોય તો જેનું છત્ર અખંડ અવિનાશી હોય તેના આશરે જવાય, અને એવો આશરો, એવું છત્ર તો એક ભગવાન શ્રીહરિનું જ છે.

આ દુન્યવી છત્રનો કોઈ ભરોસો નથી. તે છત્ર કેટલો સમય આપણને સાચવે, કેટલા જણાને સાચવે તેનું કાંઈ નક્કી નથી. એ છત્ર નીચે ગયા પછી આપણે સુખી જ થઈશું તેની કોઈ ખાતરી નથી. પોતે આપેલા આશરાના બદલામાં છત્ર આપનાર કશું માંગશે કે નહી માગે તે કાંઈ કહી શકાય નહીં. એ છત્ર નીચે આપણે નિર્ભય જ રહીશું એવું પણ કહી શકાય નહી.

જ્યારે પરમાત્માના છત્ર નીચે એકવાર ગયા પછી કશો ભય રહેતો નથી. શ્રીહરિનું છત્ર વિશાળ છે. એમાં સમસ્ત વિશ્વ સમાય જાય તો પણ મોકળાશ રહે છે. એ છત્ર આપણે ઉપાડવું પડતું નથી, ઉઘાડવું પડતું નથી. એ છત્રનું સ્વયં શ્રીહરિ વહન કરે છે અને એ પણ કોઈ જાતના વળતરની આશા રાખ્યા વગર. શ્રીહરિનું છત્ર અખંડ, અવિનાશી અને અપરિમિત સુખની ખાણ છે. ત્યાં કોઈ ભય નથી, કોઈ શંકા નથી, કોઈ અવિશ્વાસ નથી. એના છત્ર નીચે રહેનાર ક્યારેય આ સંસારમાં ખોવાતો નથી અને અટવાતો નથી. પુરા વિશ્વનો નાશ થાય તો પણ તેના છત્ર નીચે રહેનાર તરફ કાળ દૃષ્ટી પણ કરી શક્તો નથી.

અનંત જીવો જેના પાશથી બંધાઈ ચરાચર યોનિયોમાં ભટકે છે એ માયા તેની સામે દ્રષ્ટી પણ કરી શક્તી નથી.

દ્યુતસભામાં પાંડવો પોતાનું સર્વસ્વ હારી ગયા. પોતાની પત્ની દ્રોપદીને પણ હોડમાં મુકી, એને પણ હારી ગયા. દુર્યોધને દ્રોપદીને ભર સભામાં લાવી નિર્વસ્ત્ર કરવાની દુઃશાસનને આજ્ઞા કરી.

દુઃશાસન ભારે હરખાતો હરખાતો દ્રોપદીને સભામાં ઢસડીને લઈ આવ્યો અને માંડ્યો દ્રોપદીના ચીર ખેંચવા.

જેના નામ માત્રથી ઈન્દ્ર જેવા દેવતાઓ પણ ધ્રુજતા એવા દુનિયાના શ્રેષ્ઠ રાજનેતાઓ અને યોદ્ધાઓ આ સભામાં બેઠા હતા. દ્રોપદીએ એ તમામ કહેવાતા મહાપુરુષોને આજીજી કરી પણ બધા જ નીચું જોઈને બેસી રહ્યા અને દુઃશાસન ચીર ખેંચતો રહ્યો.

એ યોદ્ધાઓમાં સ્વયં દ્રોપદીના પાંચ પાંચ પતિઓ બેઠા હતા. ભીષ્મ, ધૃતરાષ્ટ્ર, દ્રોણાચાર્ય વગેરે વડીલો બેઠા હતા પણ કોઈ દ્રોપદીની સહાય ન કરી શક્યા.

એ તમામને નિઃસહાય જોઈ છેવટે દ્રોપદીએ પોતાની લાજ બચાવવા સાડીનો છેડો દાંતમાં ભરાવ્યો. દુઃશાસનના એક આંચકાથી એ છેડો પણ છુટી ગયો.

ત્યારે દ્રોપદીના મુખમાંથી 'હે કૃષ્ણ...! હે કૃષ્ણ ...!' એવો આર્તનાદ ગુંજ્યો અને સાડીઓનો વરસાદ શરુ થઈ ગયો. દશ હજાર હાથીઓના બળવાળો દુઃશાસન નવસો નવ્વાણું સાડી ખેંચતો ખેંચતો થાકી ગયો અને દ્રોપદીની રક્ષા થઈ.

દ્રોપદીજી ભગવાન ઉપર થોડા ક્રોધીત થયા અને આક્રોશમાં બોલ્યા, "હે કૃષ્ણ ! આ પાંડવવધુની લાજ લેવાતી હતી અને તમે આટલા નિષ્ઠુર કેમ થયા ? તમારે જો આવવું જ હતું તો આટલું બધુ મોડું કેમ કર્યું?"

ભગવાને કહ્યું, "બહેન ! મોડું તો કર્યું છે, પરંતુ મેં નહી તે. હું તો ક્યારનો સાડીઓ લઈને અહીં જ ઉભો હતો. તારી લાજ લેવાનું શરુ થયું ત્યારે તને એમ હતું કે 'આ મારા બળવાન પતિઓ મારી રક્ષા કરશે ! આ કૌરવકુળના છત્ર સમાન ભીષ્મ અને દ્રોણ જેવા વડીલો મારી રક્ષા કરશે !' છેવટે સાડીના છેડાને દાંતમાં દબાવતી વખતે તને તારા બળનો આશરો હતો ! આમાં ક્યાય કારી ન ફાવી ત્યારે તે મને સંભાર્યો, માટે મોડાં આવવામાં મારો કોઈ ગુનો નથી."

ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે :

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।

अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

"હે અર્જુન ! તારા બધા જ મનના માનેલા ધર્મોનો ત્યાગ કરીને તું મારા એકને જ શરણે આવી જા. હું તને બધા જ પાપોથી મુક્ત કરીશ. તું આમ ખોટો શોક કરીશ નહીં, "

સદ્‌ગુરુ નિષ્કુળાનંદ સ્વામી કહે છે :

**ક્યાં ગયું કુળ રાવણતણું, સગરસુત સાઠ હજારજી;**
**ન રહ્યું નાણું રાજા નંદનું, સર્વે સુપન વ્યવહારજી.**

રાવણને પોતાના કુળમાં રહેલા શક્તિશાળી યોદ્ધાઓનું બળ હતું, પોતાના બાહુઓનું બળ હતું પરંતુ છેવટે તેની પાછળ રોનારા પણ કોઈ રહ્યા નહોતા.

સગર રાજાને સાઈઠ હજાર પુત્રો હતા પરંતુ તે સર્વનો નાશ થયો.

નંદરાજાએ આખી પૃથ્વીને લૂંટી ધન ભેગું કર્યું હતું પણ તે કોઈના ઉપયોગમાં ન આવ્યું.

ભગવાનનું શરણું એ જ આ જગતમાં શ્રેષ્ઠ અને સહુથી નિર્ભય આશ્રયસ્થાન છે.

ભગવાન શ્રીકૃષ્ણ આશરાનું મહત્વ સમજાવતા અર્જુનને કહે છે :

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।

मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥

"હે અર્જુન ! મારી આ દૈવી અને ગુણમયી માયા તરવી દુષ્કર છે, પણ જે મારે શરણે આવે છે તે આ દુષ્કર માયાને તરી જાય છે."

જૂના જમાનામાં બે પડવાળી ઘંટીથી અનાજ દળતા. એ ઘંટીમાં નીચેના પડના મધ્યભાગે ખીલો જડાયેલો હોય. એ ખીલાની ફરતે ઉપરનું પડ ફરતું હોય અને એમાં જેટલા દાણાં ઓરાય એટલા દળાતા જતાં હોય. બધા દાણાં પીલાય જાય પણ જે દાણાં એ ખીલાને આશરે રહે તે દાણાં પીલાતા નથી ઉગરી જાય છે. એ જ રીતે આ માયાની ચક્કી ચાલ્યા જ કરે છે. જીવરૂપી દાણાં પીલાયા જ કરે છે, પરંતુ જે પરમાત્માને આશરે રહે છે તેને માયા પીલી શક્તી નથી, તે બચી જાય છે.

પરમપિતા પરમેશ્વરની શરણાગતિ એ લાચારી કે ગુલામી નથી, શરણાગતિ તો સ્વેચ્છાએ સ્વીકારેલ સર્વસ્વનું સમર્પણ છે. આ સમર્પણમાં વિશ્વનો શ્રેષ્ઠ આનંદ છે, મીઠાસ છે, સુગંધ છે.

લગ્ન મંડપમાં પત્ની ફક્ત એક વાર પતિને કહે કે 'હું તમારી.' ત્યારબાદ પતિ આખી જિંદગી પત્નિના ભરણ પોષણની જવાબદારી ઉઠાવી લે છે.

વાલ્મીકિ રામાયણમાં ભગવાન રામ કહે છેઃ

सकृदेव प्रपन्नोयस्तवास्मीति याचते ।

अभयं सर्वभूतेभ्यो ददाम्येतद् व्रतं मम ॥

"કોઈ જીવ માત્ર એક જ વાર એમ કહે કે 'હે ભગવાન! હું તમારો છું.' તો એવા જીવને અભયપદ આપવું એ મારું બિરુદ છે."

ભગવાનના શરણે થનાર ભક્ત કેવો હોય ? તેના લક્ષણો કેવા હોય ? એ બાબતે શરણાગતના લક્ષણ બતાવતા ભગવદ્પાદ રામાનુજાચાર્ય કહે છે :

आनुकूल्यस्य संकल्पः, प्रातिकूलस्य वर्जनम् ।
रक्षिष्यतीति विश्वासो गोप्तृत्ववरणं तथा ॥
आत्मनिक्षेपकार्पण्ये षड्विधा शरणागतिः ॥

અહીં શરણાગતના છ લક્ષણો કહ્યા છેઃ

૧. ભગવાનને અનુકૂળ કહેતા ગમતા હોય તેવા જ સંકલ્પો કરવા.

૨. ભગવાનને પ્રતિકૂળ કહેતા ગમતું ન હોય તેનો ત્યાગ કરવો.

૩. 'ભગવાન મારી રક્ષા કરશે જ' એવો દ્રઢ વિશ્વાસ રાખવો.

૪. સર્વસ્વ તરીકે એક ભગવાનનું જ વરણ કરવું.

૫. ભગવાનને જ સર્વસ્વનું સમર્પણ કરવું.

૬. ભગવાનના ચરણોમાં અતિ દીનભાવ, નિર્માનીપણું રાખવું.

શરણાગત ભક્તના આ લક્ષણોને થોડા વિસ્તારથી જોઈએ.

## શરણું સહજાનંદનું...

### ભગવાનને અનુકૂળ કહેતા ગમતા હોય તેવા જ સંકલ્પો કરવા...

ભગવાનને અનુકૂળ હોય કહેતા કે ભગવાનની આજ્ઞાઓનો લોપ થતો ન હોય તેવા જ સંકલ્પ કરવા, ભગવાનની આજ્ઞા ન લોપાય તેનું અનુસંધાન રાખવું.

કોઈ પણ પ્રવૃત્તિનો પ્રારંભ કરતા પહેલા, તેનો સંકલ્પ કરતા પહેલા 'મારા ભગવાનને આ અનુકુળ છે કે નહિ ?' તે વાતનો વિચાર કરવો. તેણે આપેલી આજ્ઞા મુજબની આ પ્રવૃત્તિ છે કે નહિ ? તેનો તપાસ કરવો.

આપણું વર્તન અને દરેક ક્રિયાઓ ભગવાનની આજ્ઞાના અનુસંધાન સાથે કરવી. ક્યાંય મહારાજની આજ્ઞાનો ભંગ તો નથી થતો ને ! તેવું સતત તપાસ કરતા રહેવું.

ભગવાન સ્વામિનારાયણ વચનામૃતમાં કહે છે :

"ભગવાન છે તે અતિ સમર્થ છે ને તેની આજ્ઞાને બ્રહ્માદિક સમગ્ર દેવ પાળે છે તથા કાળમાયાદિક જે સર્વે બ્રહ્માંડના કારણ તે પણ ભગવાનના ભય થકી સાવધાન થઈને ભગવાનની આજ્ઞામાં રહે છે માટે ભગવાનનો ભક્ત હોય તેને એ ભગવાનની આજ્ઞા છે તે દ્રઢ કરીને માનવી એ જ ભગવાનના ભક્તનું લક્ષણ છે." (ગ. મ. ૬૬)

આપણે જે ભગવાનનો આશરો છે એ ભગવાન કેવા છે ? એ જાણી લઈએ તો આપણને આપણા છત્રનું મહત્વ સમજાય અને આજ્ઞા પાળવામાં દ્રઢતા રહે.

સદ્ગુરુ બ્રહ્મમુનિ કહે છે :

**થર થર ધ્રુજત રહે વચનમેં, ઇન્દ્ર મુનીન્દ્રા,**
**થર થર ધ્રુજત રહે વચનમેં, અવનિ અહીંદ્રા;**
**થર થર ધ્રુજત રહે વચનમેં, અરુ સુરા,**
**થર થર ધ્રુજત રેન, દિન કાળ હજુરા.**

અનંત દેવતાઓ, સૂર્ય, ચંદ્ર, કાળ, શેષ વગેરે મોટા મોટા પણ જો એક શ્રીહરિની જ આજ્ઞામાં રહેતા હોય તો આપણે તો એક પામર જીવ છીએ.

સ્વયં મહારાજ પોતાનું સામર્થ્ય વર્ણવતા ઓરડાના પદોમાં કહે છે :

**મારી મરજી વિનારે, કોઇથી તરણું નવ તોડાય;**
**અગણિત વિશ્વની રે, ઉત્પત્તિ પાલન પ્રલય થાય.**

**જીવ ઇશ્વર તણો રે, માયા કાળ પુરુષ પ્રધાન;**

**સહુને વશ કરુ રે, સહુનો પ્રેરક હું ભગવાન.**

આ પ્રકારનો જો ભગવાનનો મહિમા સમજાય જાય તો કોઇ પ્રકારની આજ્ઞા લોપાય નહીં. અને જો એક વખત એની આજ્ઞામાં જીવન હોમી દઇએ તો જરુર બેડો પાર થઇ જાય.

નિષ્કુળાનંદ સ્વામી કહે છે :

**વચને નિવૃત્તિ વચને પ્રવૃત્તિ વચને બદ્ધમુક્ત કહીએ ।**

**તે વચન શ્રીહરિ મુખનાં સુખદાયક સરવે લહીએ ॥**

એક વખત ખોરાસાના દરબાર રાજાભાઇ સાધુ થવા માટે મહારાજ પાસે આવ્યા.

મહારાજને દંડવત્ પ્રણામ કરી કહ્યું, ''મહારાજ ! હવે આ સંસાર હરામ થયો છે. મને આ સંસારમાં રહેવું ગમતું નથી. આખી જિંદગી ઘરના ઢસરડાં કરી કરીને મરી જઇશું પણ તમારા ઉપયોગમાં નહીં અવાય તો કરવાનું રહી જશે. માટે મહારાજ ! મને આપનો સાધુ કરી આપની અખંડ સેવામાં રાખો.''

મહારાજે રાજાભાઇની વાત સાંભળી કહ્યું, ''રાજાભાઇ ! તમારે સાધુ થવું છે કે અમે કહીએ તેમ કરવું છે ?''

મહારાજની વાત સાંભળી રાજાભાઇ કહે, ''મહારાજ ! સાધુ થઇનેય મારે તો આપને રાજી કરવા છે, મારે તો તમે જેમ કહો તેમ કરવું છે.'' રાજાભાઇની વાતમાં શરણાગત ભક્તનો ભાવ નીતરતો હતો.

રાજાભાઇની વાત સાંભળી મહારાજ બોલ્યા, ''રાજાભાઇ ! જો તમારે અમને રાજી જ કરવા હોય તો તમે અગતરાઇ જઇને પર્વતભાઇના ખેતરમાં હળ હાંકો !''

મહારાજની વાત સાંભળી રાજાભાઇને કોઇ પણ જાતનો સંકલ્પ થયો નહીં. તેઓ અગતરાઇ પહોંચી ગયા.

વર્ષો વીતી ગયા આ વાતને. મહારાજે રાજાભાઇને ક્યારેય કોઇ પત્ર લખ્યો નહીં. કોઇના દ્વારા સમાચાર પૂછાવ્યા નહીં. અરે! વિવિધ ધામોમાં થતા મોટા મોટા ઉત્સવોમાં પણ ક્યારેય મહારાજે બોલાવ્યા નહીં, છતાં રાજાભાઇ મહારાજને વચને પર્વતભાઇના ખેતરમાં હળ ચવાવતા ચલાવતા મહારાજનું અખંડ ભજન કરતા રહ્યાં.

રાજાભાઇના મનમાં કોઇ પ્રકારના વિચારો પણ આવતા નથી કે, 'મારે ગામધણી ગરાસદાર થઇને એક કણબીનું હળ હાંકવાનું ! મારા ઘરે કામ કરનારાઓનો પાર નહોતો, તે છોડી હું સાધુ થવા મહારાજ પાસે આવ્યો અને મહારાજે મને જ નોકર બનાવી દીધો !'

આવા કોઇ પણ પ્રકારના વિચારો વિના રાજાભાઇએ મહારાજની આજ્ઞા એક વર્ષ નહીં તેર તેર વર્ષ સુધી પાળી !

તેર વર્ષના વાણા વીતી ગયા પછી મહારાજે રાજાભાઇને પાછા બોલાવ્યા અને સાધુ કર્યા. મહારાજ એ રાજાભાઇ ઉપર કેવા રાજી થયા હશે !

અહીં આપણને સમજાય કે રાજાભાઇ મહારાજનો કેવો મહિમા સમજ્યા હશે. પોતાના તમામ મનોરથોને મરડી, દેહભાવના ચૂરે ચૂરા કરી એક મહારાજની આજ્ઞામાં જંપલાવવું તે કેવી મોટી વાત છે ! તે જ બતાવે છે શરણાગત ભક્ત માટે આજ્ઞાનું કેટલું મહત્વ હોઇ શકે છે.

આજ્ઞાનું આવું મહત્વ સમજાય ત્યારે જ દાદાખાચર અડધી હજામતે મહારાજનો સાદ સાંભળી દોડતા દોડતા આવી શકે ! પોતાની સર્વ સંપત્તિ મહારાજને સમર્પણ કરી પહેરેલા લુંગડે ઘરનો ત્યાગ કરી શકે !

માટે મહારાજ વચનામૃતમાં કહે છે :

''મોટપ તો પ્રત્યક્ષ ભગવાનના નિશ્ચયે કરીને તથા તે ભગવાનની આજ્ઞાને વિષે વર્તવે કરીને છે અને બે વાનાં જેને ન હોય ને ગમે તેવો વ્યવહારે કરીને મોટો હોય તો પણ નાનો જ છે.'' (પ્ર. ૩૧)

ગુણાતીતાનંદ સ્વામી વાતોમાં કહે છે, 'ભગવાનની આજ્ઞા લોપીને તો કોઇ મોટા થયા જ નથી.'

આજે આપણને આ વિશ્વમાં જે ઉંચી પદવીએ બેઠેલા અને સુખી જણાય છે તે ભગવાનની આજ્ઞા પાળવે કરીને જ મોટાઇને પામ્યા છે. અને જગતમાં જે દુ:ખી જણાય છે તે આજ્ઞા લોપવે કરીને જ દુ:ખી છે.

तान् उल्लंघ्यात्र वर्तन्ते ये तु स्वैरं कुबुद्धयः ।

त इहामुत्र च महल् लभन्ते कष्टमेव हि ॥

'ભગવાનની આજ્ઞા લોપીને કોઇ સુખી થયો જ નથી' એના ઇતિહાસમાં અનંત દાખલાઓ છે.

'સર્વદા દ્યુતનો ત્યાગ કરવો' શાસ્ત્રોનું આ વચન લોપીને પાંડવોને કેટલાંય દુઃખ વેઠવા પડ્યા.

'ન પેયં સુરામદ્યમ્' એ આજ્ઞાનો લોપ કરીને યાદવો કુળે સહીત નાશ પામ્યા.

'પરધન પથ્થર માનીએ, પરસ્ત્રી માત સમાન' એ શાસ્ત્રોના વચનને લોપી દુર્યોધન અને રાવણનો કુળે સહીત નાશ થયો.

માટે ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે :

**सर्वारंभः परित्यागी यो मे भक्त स मे प्रियः ।**

ભગવાનનો ભક્ત કાર્યનો આરંભ કરે તે પહેલા વિચાર કરે કે ભગવાનની મરજી શું છે ? તે આ કાર્યથી રાજી થશે કે નહીં?

જેનાથી ભગવાન રાજી ન થાય એવા કાર્યોનો એ ભક્ત વિચાર સુદ્ધાં કરતો નથી.

જે સંપૂર્ણપણે ભગવાનને જ સમર્પિત છે તેની કોઈ ઈચ્છા હોતી નથી. તે ભગવાનને એમ પ્રાર્થે છે કે 'હે ભગવાન ! મારે કાંઈ જોઈતું નથી, મારે કશું કરવું નથી પરંતુ આ ભવસાગરમાં તમારે કાઈક કાર્ય કરવું હોય અને એમાં હું જો કઈક કામમાં આવી શકું એમ હોઉ તો જરુર મને આજ્ઞા કરજો.'

**'શ્યામ તારી બંસી થઇને બજવું છે જગ મારે ;**

**સૂર છેડવા કેવા ક્યારે તે જોવાનું છે તારે.'**

હે પરમાત્મા ! હું તો કેવળ પોલી વાંસળી જેવો છું, એમાં ક્યારે અને કેવા સૂર છેડવા એ તારે જોવાનું છે.

આ જગતમાં અમારા કોઈ સંકલ્પો નથી. તમારી ઈચ્છા એ અમારી ઈચ્છા છે. અમે તો તમારી કઠપૂતળીઓ છીએ. તમો જેમ નચાવશો તેમ અમે નાચશું, જેમ કહેશો તેમ કરીશું, જેમ રાખશો તેમ રહીશું.

મીરાબાઈ કહે છે :

**રામ રાખે તેમ રહીએ, ઓધવજી ! રામ રાખે તેમ રહીએ.**

**આપણે ચિઠ્ઠીના ચાકર છઇએ, ઓધવજી, રામ રાખે તેમ રહીએ.**

**કોઇ દિન પહેરવાને હીરનાં ચીર, તો કોઇ દિન સાદા રહિએ...**

**કોઇ દિન ભોજન શીરો ને પૂરી, તો કોઇ દિન ભૂખ્યા રહિએ...**

**કોઇ દિન રહેવાને બાગ બગીચા, કોઇ દિન જંગલ રહિએ...**

**કોઇ દિન સુવાને ગાદી ને તકીયા, તો કોઇ દિન ભોંય પર સૂઇએ**

**'મીરા' કહે પ્રભુ ગિરિધરના ગુણ ગાતાં, સુખ દુઃખ આવે તે સહિએ**

પરમાત્માની મરજી કઈ રીતે ઓળખાય ? આ પ્રશ્નનો જવાબ આપણને આપણાં જ અંતઃકરણ દ્વારા મળે છે. પરંતુ એ અતઃકરણનો અવાજ વાસના-ઈચ્છાઓનો છે કે વાસુદેવનો છે ? રામનો છે કે રાવણનો છે એ કેમ ઓળખાય ?

તો એ અંતરાત્માના અવાજને પામવા માટેના સાધન છે. સદ્‌ગુરુની કૃપા, એકાંતિક સંતોનો સહવાસ, સદ્‌ગ્રંથોનો અભ્યાસ, ભગવાન પ્રત્યે આપણી અણીશુદ્ધ શરણાગતિ અને ભક્તિ. આ સર્વના પરિપાક રુપે આપણે પરમાત્માનો પ્રેમ મેળવી શકીએ અને તેમના આવાજને સાંભળી શકીએ.

માટે પરમાત્માને જ સર્વના આયોજક અને સર્જક બનાવી, તેને અનુકુળ થઈ વર્તીએ તો આપણા જીવની પ્રગતિ હંમેશા ઉર્ધ્વગામી થતી રહે છે.

માટે કહ્યું છે,

**સાનુકુલે જગન્નાથે, સાનુકુલં જગત્રયમ્ ।**

**પ્રતિકુલે જગન્નાથે, પ્રતિકુલં જગત્રયમ્ ॥**

'જો એક ભગવાન આપણા માટે સાનુકુળ હશે તો આખુ વિશ્વ સાનુકુળ થઈ જાશે. પરંતુ જો ભગવાન પ્રતિકુળ હશે સંપૂર્ણ જગત આપણા માટે પ્રતિકુળ બની જશે.'

'એક હી સાધે સબ સધે, સબ સાધે એક ખોઈ' જો એક પરમાત્માને પ્રેમથી વશ કર્યા તો સર્વ જગત વશ વર્તશે પરંતુ બીજું બધું સાધવામાં જો પરમાત્મા રહી ગયા તો બધુ વહી જશે.

અર્જુને એક ભગવાન શ્રીકૃષ્ણને માગ્યા અને દુર્યોધને સઘળી સેના માંગી પણ વિજય તો અર્જુનનો જ થયો.

માટે જ કોઈ કવિ કહે છે,

**કરવી છે વેંચણી તો માર્ગ હું બતાવું,**

**દુનિયા બધી તમારી, એક પરવરદીગાર મારો.**

આમ ભગવાનના શરણે જ્યારે જવું છે ત્યારે એમને સાનુકુળ થઈને જીવીએ એ જ શ્રેષ્ઠ શરણાગતિ છે, અને એ જ શરણાગતનો ધર્મ છે.

# શરણું સહજાનંદનું...

## ભગવાનને પ્રતિકૂળ કહેતા ગમતું ન હોય તેનો ત્યાગ કરવો...

જે કાર્યમાં પરમાત્માનો રાજીપો ન હોય, મરજી ન હોય તેવા કાર્યોનો સર્વથા ત્યાગ કરવો, તેનું નામ પ્રતિકુળનું વિસર્જન.

ભગવાન શ્રી સ્વામિનારાયણ વચનામૃતમાં કહે છે :

''જેને વચનમાં દૃઢતા છે તેનો જ ધર્મ દૃઢ રહે અને તેનો જ સત્સંગ પણ દૃઢ રહે.'' (ગ.પ્ર. ૫૪)

ભગવાને આપણને આ મહામૂલો મનુષ્યદેહ આપ્યો છે ત્યારે ભગવાને આપેલી આજ્ઞાઓનું પાલન કરવું જ રહ્યું.

ભગવાને આપેલા નિયમો, આજ્ઞાઓ બંધન નહી પણ આપણા માટે આધાર છે, અસ્તિત્વ છે, રક્ષણ છે, અનિવાર્ય છે, આવશ્યક્તા છે.

સરકાર દ્વારા ઘડવામાં આવેલા તમામ કાયદાઓ કોઈને હેરાન કરવા માટે નથી હોતા, આપણા રક્ષણ અને પોષણ માટે જ હોય છે. એમ ભગવાને આપેલી આજ્ઞાઓ પણ આપણા જીવના રક્ષણ અને પોષણ માટે હોય છે. ચાર રસ્તાના ક્રોસીંગ ઉપર મુકાયેલ સીગ્નલને ન ગણકારનાર પોલીસના દંડને પાત્ર બને છે. કોઈનું ખૂન કરનાર ગુનેગાર આ લોકની અદાલતમાં સજાને પાત્ર બને છે. ચોરી કરીને પેટ ભરનારને જેલની હવા ખાવી પડે છે. સમાજ કે કુટુંબમાં રહી નીતિ-નિયમોને ન અનુસરનાર વ્યક્તિ સમાજ અને કુટુંબ દ્વારા તરછોડાય છે.

જે વ્યક્તિ આ ભૌતિક જગતમાં રહીને આ જગતના નિયમોનું પાલન નથી કરતો તેને દંડ આપવામાં આવે છે, તો જે નિયમોનું ઘડતર સ્વયં ભગવાને કર્યું છે તેનો લોપ કરનાર કેવી રીતે ભગવાનના રાજીપાનો પાત્ર બની શકે !

નિષ્કુળાનંદ સ્વામી કહે છે :

**સો વાતની એક વાત છે, નવ કરવો આજ્ઞા લોપ;**
**રાજી કરવાનું રહ્યું પરુ, પણ કરાવીએ નહી હરિને કોપ.**

આપણાથી ભગવાનની આજ્ઞા પળે તો સારી વાત છે પણ આજ્ઞાનું ઉલ્લંઘન કરીને ભગવાનનો કુરાજીપો શાં માટે મેળવવો ?

આકાશમાં વિહરતો પતંગ હવાની લહેરખીએ આનંદ કરતો કરતો ઉંચે ચઢ્યે જતો હોય છે. ખૂબ ઉંચે ગયા પછી પતંગને એમ થાય કે 'આ દોરી મારી પ્રગતીમાં અવરોધરુપ છે,' અને એ જ સમયે દોરી તૂટી જાય તો પતંગની ઉર્ધ્વગતિને બદલે અધોગતિ ચાલુ થઈ જાય છે ! કારણ કે પતંગની ઉર્ધ્વગતિનું કારણ દોરી હતી. જેવી દોરી તૂટી કે તરત જ ગોથા ખાતી ખાતી પતંગ ધરતી ઉપર પટકાણી. એવી જ રીતે આપણા જીવનની ઉર્ધ્વગતિનું કારણ પણ ભગવાનની આજ્ઞા જ બનતી હોય છે.

કહેવાતા જ્ઞાનીઓ કહે છે કે 'આવા ધાર્મિક બંધનોમાં બંધાવાથી આપણા જીવનની પ્રગતિ અટકે છે.' તો તેની વાત બીલકુલ ખોટી છે.

સ્વામિનારાયણ સંપ્રદાયમાં આજ્ઞા અને ઉપાસનાને પંખીની બે પાંખો કહેવામાં આવે છે. જો આજ્ઞારુપી પાંખ નબળી હોય તો શું આપણે સત્સંગના આ વિશાળ ગગનમાં વિહાર કરી શકીએ ? પરમબ્રહ્મ પરમાત્મા પાસે પહોંચી શકીએ ? માટે પરમાત્માએ આપણા માટે બાંધેલી મર્યાદાઓ, આજ્ઞાઓ આપણે અનુસરવી જ રહી. એને ગમતું કરવું જ રહ્યું.

અરબસ્તાનમાં રબિયા નામે મહિલા સંત થઈ ગયા. મેવાડના મીરાં જેવી એમની ખુદા પ્રત્યેની ભક્તિ હતી. રબિયાની સંપત્તિમાં એક નાની ઝૂંપડી, એક ચટાઈ, ઈંટનું ઓશિકું, એક માટલી અને એક નાની તૂટેલી પ્યાલી. બીજું કશું જ નહીં !

એક દિવસ બે-ત્રણ જણાં રબિયાને મળવા આવ્યા. રબિયાની ગરીબી જોઈ તેઓ બહુ દુઃખી થઈ ગયા.

તેઓ કહે, ''રબિયા ! તમારી આ દશા ? ઓઢવાનું નહીં, પાથરવાનું નહીં, ફૂટેલી માટલી, તૂટેલી પ્યાલી, એક ચટાઈ અને ઈંટનું ઓશિકું, કાંઈ સગવડતા નહીં ! તમે ખુદાની આટલી બંદગી કરો ને તમારી આ પરિસ્થિતિ ?''

ત્યારે રબિયાએ તેઓને જે જવાબ આપ્યો એ વિચારવા જેવો છે...રબિયા કહે, "ભાઈ! ખુદા સર્વશક્તિમાન છે કે નહીં?"

પેલા કહે, "હા, ખુદા તો સર્વશક્તિમાન છે..."

"પૃથ્વી ને આકાશમાં પલટાવી નાખે ?" "ક્ષણમાં પલટાવી નાખે..." "મારી આ દારૂણ પરિસ્થિતિને ખુદા બદલી શકે કે નહીં ?" "બદલી શકે... ખુદા ધારે તો ઢગલા કરી દે સંપત્તિના..." "કરી શકે ને ?" "હા, કરી શકે..."

"નથી કર્યું એ હકીકત છે કે નહીં ?" "હા, નથી કર્યું એ હકીકત છે..."

"તો એનો અર્થ એ છે કે મારી આ પરિસ્થિતિથી મારો ખુદા રાજી છે... એની ઈચ્છા મારી ગરીબીમાં જ છે. જેમાં ખુદા રાજી હોય એનાથી હું નારાજ કેમ થાઉં ?"

આ ભક્તનો જવાબ છે. મારો ભગવાન સર્વસમર્થ છે. ધારે તે કરી શકે છે અને જો નથી કરતો તો એ જ એની ઈચ્છા છે. જેમાં એ રાજી છે એમાં હું નારાજ કેમ થાઉં ?

**પામર પ્રાણી પામ્યા પ્રભુતા, રહી હરિ આજ્ઞાનુસાર ।**
**આદ્ય અંત્ય મધ્યે મોટા થયા, તે તો વચનથી નિરધાર ॥**

માટે જેને ભગવાનને પ્રાપ્ત કરવા છે, ભગવાનના સુખને મેળવવું છે, ભગવાનનો રાજીપો પામવો છે, તેણે પોતાનું ગમતું અને શ્રીહરિને ન ગમતું ત્યાગવું જ રહ્યું.

આપણા દ્વારા થઈ રહેલ કાર્ય ભગવાનને અનુકુળ છે કે પ્રતિકુળ તે કેમ ઓળખાય ? તો જે કાર્ય કરતી વખતે અંતરાત્મા ડંખે, અશાંતિ થાય તે કાર્ય ભગવાનની મરજી વિરુદ્ધ છે. અને જે કાર્ય કરતી વખતે અથવા કર્યા પછી અંતરને શાતા વળે, અંતરાત્મા આનંદથી ઉભરાય જાય તે કાર્યમાં ભગવાનની મરજી છે એમ જાણવું.

નિષ્કુળાનંદ સ્વામી સારસિદ્ધિમાં કહે છે :

**જેમ કહે તે જગદીશ જીભે, તેમ કરે તે કર ભામીને ।**
**કેડે ન રહ્યું તેને કરવું, બેઠા પરમ ધર્મ પામીને ॥**
**બેસ કહે તો બેસવું, ઉઠ્ય કહે તો ઉઠવું વળી । ચાલ્ય કહે તો ચાલવું, સુણી વચનને જાવું મળી ॥**
**બોલ્ય કહે તો બોલવું, રહે મુન્ય કહે તો રે'વું મુન્ય ।**
**આગન્યાથી ઉપરાંત બીજું, જાણવું નહિ પાપ પુણ્ય ॥**
**ધર્મ ધર્મ સહુ કોઈ કહે પણ ધર્મમાં બહુ મર્મ છે । પ્રગટ પ્રભુના વચન પાળે, એથી મોટો કોઈ ધર્મ છે? ॥**

ભગવાનને ન ગમતું હોય એનો ત્યાગ તો કરવો જ, ઉપરાંત ભગવાનને પામવાના માર્ગમાં અવરોધરુપ થતા તમામ પદાર્થોનો ત્યાગ કરવો એ પણ મહત્વની વાત છે. કારણ કે જે વ્યક્તિ કે પદાર્થ ભગવાનના માર્ગમાં વિઘ્નકર્તા બનતો હોય તે પદાર્થ માયા તરીકે ઓળખાય છે અને માયાથી રંગાયેલાને માયાપતિ સ્વીકારતા નથી.

પુરાણોમાં, ઈતિહાસમાં અનેક કથાઓ સાંભળવા મળે છે કે ભગવાનને પામવામાં અંતરાય થતા પોતાના સગાસબંધીઓનો પણ ભક્તોએ ત્યાગ કર્યો છે.

**નારાયણનું નામ જ લેતા વારે તેને તજીએ રે,**
**મનસા વાચા કર્મણા કરીને, લક્ષ્મીવરને ભજીએ રે...**
**પ્રથમ પિતા પ્રહ્લાદે તજીયો, નવ તજીયા શ્રીનાથ રે.**

બાલભક્ત પ્રહ્લાદજી અસુરકુળમાં જનમ્યા હતા. ઉત્તમ સંત નારદજીના સંગથી તેઓ નારાયણના રંગે રંગાયા. નારાયણના આશરે જવામાં સ્વયં તેના પિતા અંતરાયરુપ થતા હતા તો તેનો ત્યાગ કરી પ્રહ્લાદજી ભગવાનના ખોળામાં બેસી ગયા. પોતાના બાહુબળના અભિમાને કરીને રાવણે સ્વયં નારાયણ શ્રીરામ સાથે વેર બાંધ્યું ત્યારે વિભીષણ પોતાના સગા ભાઈનો ત્યાગ કરી ભાઈના જ દુશ્મન રામના શરણે ગયા.

**ભરત-શત્રુઘ્ન તજી જનેતા, નવ તજીયા શ્રીરામ રે...**

'રામને ચૌદ વરસનો વનવાસ અને મારા ભરતને અયોધ્યાનું રાજ' એવું વચન માંગનાર કૈકેયીનો તેના જ પુત્ર ભરતે ત્યાગ કર્યો. કારણ કે કૈકેયીએ ભરતને પ્રાણથી પણ પ્યારા રામને વનમાં મોકલી પોતાના માટે રાજ્ય માંગ્યું હતું, જે ભરતને મંજૂર નહોતું.

આમ અનેક મહાપુરુષોએ ભગવાનના માર્ગમાં આગળ વધવામાં અંતરાયરુપ થતા સગાસબંધીઓનો પણ ત્યાગ કરી પરમતત્ત્વને પ્રાપ્ત કર્યા છે.

માટે પોતાને ગમતી તમામ બાબતોનો ત્યાગ કરી, ગોવિંદના ગમતામાં રહી તેના શરણે જવામાં જ સર્વ માલ છે, ત્યાંજ આપણી રક્ષા છે.

**'સ્વામિનારાયણ સ્વામિનારાયણ સ્વામિનારાયણ કહીએ,**
**જાહિ વિધિ રાખે શ્રીજી,તાહિ વિધિ રહીએ.'**

# શરણું સહજાનંદનું...

## 'ભગવાન મારી રક્ષા કરશે જ' એવો દૃઢ વિશ્વાસ રાખવો...

ભગવાન સ્વામિનારાયણ વચનામૃતમાં કહે છે :

''ભગવાનનો દૃઢ આશ્રય તે જેને હોય તેને મહાપ્રલય જેવું દુઃખ આવી પડે તો પણ તે દુઃખ થકી રક્ષાનો કરનારો ભગવાન વિના બીજાને ન જાણે અને જે જે પોતાને સુખ જોઈતું હોય તે પણ ભગવાન થકી જ ઈચ્છે પણ પ્રભુ વિના બીજાને સુખદાયક ન જાણે ને પ્રભુની જેમ મરજી હોય તે પ્રમાણે જ વર્તે એવો જે હોય તે પ્રભુનો શરણાગત જીવ કહેવાય.'' (વર.૫)

જીવનમાં આવતી દરેક સમસ્યાઓમાં મારા ભગવાન મારી રક્ષા કરશે એવો દ્રઢ વિશ્વાસ. જે ભક્ત કેવળ ભગવાનના જ વિશ્વાસે પોતાના જીવનરૂપી નાવ હંકારે છે, તેની નાવ ભગવાન ક્યારેય ડૂબવા દેતા નથી.

શાસ્ત્રોમાં કહ્યું છે,

नीचाश्रयो न कर्तव्यः कर्तव्यो महदाश्रयः ।

अजा सिंहप्रसादेन आरूढा गजमस्तके ॥

એક બકરી જંગલના રાજા સિંહના શરણે બેઠી તો જંગલના કોઇ પશું તેને મારી ન શક્યા. સિંહને પણ થયું, 'જો મારા પગલાના આશ્રય માત્રથી આ બકરીને કોઇએ ન મારી, તો મારાથી કેમ મરાય ?'

બકરીની સમજણ અને પગલા પ્રત્યેના એની શ્રદ્ધા જોઇને સિંહ રાજી રાજી થઇ ગયો. તેણે બકરીને એક હાથીની પીઠ ઉપર બેસાડી આખા જંગલમાં ફેરવી.' સિંહે જંગલમાં વસતા તમામ પશુંઓને કહી દીધુ કે 'આ બકરી મારે આશરે છે તેથી આને કોઇ મારશો નહી અને ડરાવશો પણ નહી.'

જંગલના રાજા સિંહના પગલા પ્રત્યેની શ્રદ્ધા અને નિષ્ઠાને લીધે બકરી ભયાનક જંગલમાં પણ નિર્ભય થઇ ગઇ, તો જે ભક્ત આ જગતના રાજા જગદિશના ચરણોને આશરે રહે તે આ જગતમાં નિર્ભય કેમ ન થાય ?

કૌરવસભામાં જ્યારે દ્રોપદી બધી જ જગ્યાએથી અરક્ષિત થઇ ત્યારે ભગવાને એની રક્ષા કરી છે.

'હાથીના પગલામાં બધું આવી જાય' એમ એક પૂર્ણપુરુષોત્તમ નારાયણના ચરણોનું અનન્ય શરણું આ ભવજળ તરવા માટે આધારભૂત થાય છે.

રાજુલાના નાગદાન સોનીનું વહાણ જ્યારે ભરદરિયે ડૂબી રહ્યું હતું ત્યારે ભગવાન સ્વામિનારાયણ પળવારમાં મધદરિયે પહોચ્યાં હતા અને નાગદાન સોનીને ઉગારી લીધા હતા.

નાજા જોગિયાને ભડલીના ભાણખાચરે કહ્યું, ''જો સ્વામિનારાયણ ભગવાન હોય તો કાલ સવારે અહીં હાજર થઈ જવા જોઇએ, નહિ તો તારા ઢીંચણ ભાંગી નાખવામાં આવશે.'' આવા સંકટના સમાયે મહારાજ પોતાના ભક્તની રક્ષા માટે લાંબી મજલ કાપી રાતોરાત રક્ષણ માટે પધાર્યા અને નાજા જોગીયાની રક્ષા થઈ.

અતિવૃષ્ટીના સમયે સારંગપુરના દેવાભગતના ઘરનો મોભ પડી રહ્યો હતો ત્યારે શ્રીજી માહારાજે સ્વયં આખી રાત્રિ પોતાના ખંભે મોભ ઉંચકી પશુઓ તથા ઘરના સભ્યોની રક્ષા કરી હતી.

ભગવાને આવા અનેક ભક્તોની અનેક વાર રક્ષા કરી છે અને અત્યારે પણ કરે છે. કારણ કે આ ભક્તોને દ્રઢ આશરો એક સહજાનંદનો છે. તેઓએ મનમાં ગાંઠ વાળી લીધી છે કે મારો સહજાનંદ મારી રક્ષામાં સર્વદા ઉભો જ છે. શરણાગતના યોગક્ષેમની ચિંતા પણ સ્વયં શ્રીહરિ જ કરે છે.

ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે : હે અર્જુન

अनन्याँश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।

तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

''હે અર્જુન, જે ભક્ત અનન્ય ભાવે મારું જ નિત્ય ચિંતવન કરે છે, એ ભક્તના યોગ અને ક્ષેમનું હું વહન કરું છું.'' કહેતા સર્વ પ્રકારના વ્યવહાર ભગવાન સંભાળે છે.

આ વિષયે એક સુંદર પ્રસંગ છે. 'શ્રીધર સ્વામી'નામે મહાન ભક્ત થઈ ગયા. એ સંપૂર્ણપણે ભગવાનને વરેલા. ઘરની કોઈ ચીન્તા નહીં. ઘરમાં પુરતું ખાવાનું પણ ન મળે, પરંતુ શ્રીધર સ્વામીની ભક્તિમાં કોઈ ઉણપ ન આવે.

એક વખત શ્રીધર સ્વામી શ્રીમદ્ ભગવદ્‌ગીતા ઉપર ટીકા લખતા હતા. તેમાં આ શ્લોક આવ્યો કે 'યોગક્ષેમં વહામ્યહમ્' મારા ભક્તનાં યોગ-ક્ષેમનું હું વહન કરું છું.

શ્રીધર સ્વામીને ખટક્યું કે ઠાકોરજી બળદ, ઘોડા, ગધેડાની જેમ કાંઈ વહન કરે ? એટલે 'વહામિ' ન હોવું જોઈએ પણ 'દદામિ' હોવું જોઈએ. એટલે એણે 'વહામિ' કાઢી નાખ્યું ને લખ્યું કે, 'યોગક્ષેમં દદામિ'... આ રીતે શ્લોક સુધારીને સંધ્યા સમય થયો હોવાથી તેઓ નદીએ નહાવા ગયા.

શ્રીધર સ્વામી ગયાને થોડી વાર થઈ હશે ત્યાં એક સુંદર રૂપાળો છોકરો તેમના ઘરે આવ્યો. માથે મોટો ટોપલો. એમાં દાળ, શાક, લોટ, ઘી... બધી સામગ્રી. પંદર-વીસ દિવસ ચાલે એટલો સામાન. છોકરાએ આંગણામાં આવીને સાદ પાડ્યો, "ગોરાણીમા ?" મીઠો અવાજ સાંભળી ગોરાણીમા તરત બહાર આવ્યા, "હા બોલો બેટા ! શું છે ?" "લ્યો આ સીધુ-સામાન... અમારા શેઠે મોકલ્યું છે..."

"કાંઈ વાંધો નહીં બેટા... અહીં મૂકી દે... પણ બેટા, આ તારા મોઢામાંથી લોહી કા નીકળે ? તને શું થયું ?"

પેલો છોકરો પોતાની કાલી કાલી ભાષામાં બોલ્યો, "ગોરાણીમા, માફ કરજો... પણ હું આ સીધુ લઈને ચાલ્યો આવતો હતો ત્યાં રસ્તામાં તમારા પતિદેવ મળ્યા. એણે મારી જીભ ઉપર ઘા માર્યો છે કે જેને લીધે આ લોહી નીકળે છે." આટલું કહીને છોકરો તો અદશ્ય થઈ ગયો ! વ્યાકુળ બનેલા ગોરાણીમા શ્રીધર સ્વામીની રાહ જોવા લાગ્યા.

આ બાજુ સ્નાન સંધ્યા પૂર્ણ કરી શ્રીધર સ્વામી ઘરે પાછા આવ્યા. આવ્યા એવા જ ગોરાણીમાએ ઉધડા લીધા, "તમે તો સાવ કેવા છો ? આ સીધુ-સામાન મૂકવા છોકરો આપણી ઘરે આવતો હતો... તમને રસ્તામાં સામે મળ્યો ને તમે એની જીભ પર છેકો મારી લોહી લુહાણ કર્યો. શ્રીધર સ્વામી કહે, "મને તો રસ્તામાં કોઈ મળ્યું નથી...!" "અરે મને એણે કહ્યું કે હું સીધા-સામાનનો ભાર વહન કરીને આવતો હતો ને ગોરબાપાએ મારી જીભ ઉપર કાપો માર્યો..." "હેં ! શું કીધું ? ભાર વહન કરીને ?" શ્રીધર સ્વામી ધ્રૂસકે ને ધ્રૂસકે રડી પડ્યા...

"ગોરાણી, સાંભળી લ્યો. ભૂલ મારી જ છે. મેં ગીતામાં એના શ્લોક પર છેકો માર્યો એ જ એની જીભ પર છેકો છે. એ છોકરો બીજું કોઈ નહીં, પણ સ્વયં ભગવાન શ્રીકૃષ્ણ હતા. ખરેખર 'દદામિ' નહીં પણ 'વહામિ' જ સાચું છે. ભગવાન ભક્તને અપાવતો નથી પણ સ્વયં ઉપાડીને આવે છે અને એ જ એનું ભગવાનપણું છે."

શ્રીધર સ્વામીએ ફરીથી શ્લોક જેમ હતો એનો એ જ કરી દીધો, "યોગક્ષેમં વહામ્યહમ્"

મહારાજ વચનામૃતમાં કહે છે, "ભગવાન તો પોતાના ભક્તની રક્ષા કરવા જ બેઠા છે. કેની પેઠે તો જેમ પાંપણ્ય આંખ્યની રક્ષા કરે છે, ને હાથ કંઠની રક્ષા કરે છે, ને માવતર છોકરાની રક્ષા કરે છે, ને રાજા પ્રજાની રક્ષામાં છે તેમ જ ભગવાન આપણી રક્ષામાં છે."

મહાભારતમાં યુદ્ધના દશ દિવસો વીતી ગયા હતા. કૌરવ સેનાનો સંહાર થઈ રહ્યો હતો. પાંડવપક્ષે હજુ સુધી કોઈ મરાયું નહોતું. એ સમયે દુર્યોધને પોતાના સેનાપતિ ભીષ્મને ન કહેવાના વચનો કહ્યા કે 'તમે આ યુદ્ધમાં પાંડવપક્ષે રહીને લડતા હો એવું લાગે છે, તમે મન દઈને યુદ્ધ કરતા હો તેવું લાગતું જ નથી.' દુર્યોધનના આવા તીખા વચનો સાંભળી ભીષ્મે પ્રતિજ્ઞા કરી કે 'કાલે કા હું નહીં કાં અર્જુન નહીં.'

દાદા ભીષ્મની પ્રતીજ્ઞાની ખબર વાયુવેગે સર્વત્ર ફેલાઈ ગઈ. પાંડવોની છાવણીમાં સોપો પડી ગયો. સર્વ ચિન્તામાં પડી ગયા ત્યારે અર્જુન ઘસઘસાટ ઉંઘતા હતા. ભગવાન શ્રીકૃષ્ણએ અર્જુનને ઉઠાડી દાદા ભીષ્મની પ્રતિજ્ઞાની વાત કરતાં કહ્યું, 'દાદાએ તને મારવાની પ્રતિજ્ઞા કરી છે, છતાં તુ ઉંઘે છે ?' અર્જુન કહે, 'ભગવાન ! તમે જાગો છો એટલે હું ઉંઘું છું.' આ ભગવાનના આશરાનો ફાયદો છે.

આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજ હરિલીલામૃતમાં આશરાનું બળ સમજાવતા કહે છે :

**સર્વે થકી શ્રીહરિ છે સમર્થ, બીજા તણી બીક બધાની વ્યર્થ ।**

**શરીરને સંકટ શ્રેષ્ઠ થાય, તથાપિ સત્સંગ નહિ તજાય ॥**

**નારી સતી જે પતિને વરે છે, તે ત્યાગ શું પતિનો કરે છે ?**

**મેં શ્રીહરિને તન ચિત્ત તેમ, અર્પી દીધું તે લઉં પાછું કેમ ॥**

**જે કોઈ રાજા કદી કાંધ મારે, જો લોક ધિક્કાર ઘણા ઉચ્ચારે।**

સંબંધી સર્વે પ્રતિકૂળ થાય, તથાપિ સત્સંગ નહિ તજાય ॥
જેણે જણાણો વ્યવહાર ખોટો, સત્સંગમાં માલ ગણ્યો ન મોટો ।
તે જ્ઞાતિ માટે નહિ કંઠી તોડે, બદામ માટે મણિ કોણ છોડે ? ॥
મેરુ ચળે ભૂમિ ફણીન્દ્ર મૂકે, કે વેદ વાણી વિધિ દેવ ચૂકે ।
ભાનુ ઉદે પશ્ચિમ પાસ થાય, તથાપિ સત્સંગ નહિ તજાય ॥
ધીરા રહી ધીરજ ચિત્ત ધારો, સત્સંગ કેરો મહિમા વિચારો ।
સારું ચણાવે ઘર શ્રેષ્ઠ ઘાટે, તજાય શું મચ્છર દુઃખ માટે ? ॥

માટે હું ભગવાનના આશરે છું. મારા માલિક ક્યારેય એવું નહીં ઈચ્છે કે હું દુઃખી થાઉં. ભગવાન મારી રક્ષા કરશે જ એવા દ્રઢ નિશ્ચય સાથે ભગવાનની જેવી મરજી તેવી જ આપણી મરજી રાખીને જીવીએ, તો એ પરમાત્મા અચૂક એકવાર હાથ લાંબો કરી આપણને તેડી લેશે, તેમાં કોઇ સંશય નથી.

# શરણું સહજાનંદનું...

## સર્વસ્વ તરીકે એક ભગવાનનું જ વરણ કરવું...

ભગવાનના ભક્તે પોતાના જીવનના નિર્વાહ માટે, રક્ષણ માટે એક ભગવાનનો જ આશ્રય કરવો, ભગવાનનું જ વરણ કરવું. આ જગતમાં કોઇ કોઇને પોષતું નથી, ભગવાન જ સર્વનું પોષણ કરે છે.

લૌકીક જીવનમાં પત્ની એક જ વાર કહે કે ‘હવે હું તમારી.’ ત્યારબાદ પત્નીનું ભરણ પોષણ તથા રક્ષણ કરવાની જવાબદારી પતિની થઈ જાય છે.

આ લોકના સામાન્ય સંબંધમાં પણ જો આવું હોય તો જે અનંત કોટી બ્રહ્માંડોનો રચયિતા છે, પોષણ કર્તા છે તે પરમાત્મા પોતાના શરણે આવનારનું પોષણ-રક્ષણ ન કરે ?

શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયની વાત જ કંઇક અનોખી છે. શ્રીજી મહારાજે જ્યારે ધર્મધૂરા સંભાળી ત્યારે પોતાના ગુરુ પાસેથી બે વરદાન માગી પોતાના આશ્રીતને અભય બનાવી દીધા.

રામાનંદ સ્વામી પાસેથી શ્રીજી મહારાજે માગી લીધુ છે કે ‘તમારા સત્સંગી હોય તેને એક વીંછીનું દુઃખ થવાનું હોય તો તે મને એક એક રૂંવાડે કોટિ વીંછીનું દુઃખ થાવો, પણ તમારા સત્સંગીને તે ન થાઓ.’ તથા ‘તમારા સત્સંગીના પ્રારબ્ધમાં રામપત્તર લખ્યું હોય તો તે રામપત્તર મને આવે પણ તમારા સત્સંગી અન્નવસ્ત્રે દુઃખી ન થાય.’ આમ મહારાજે આપણા દુઃખ માગ્યા છે ત્યારે આપણી ફરજ છે કે તે સહજાનંદના ચરણે જઇ તેમની જ નિષ્ઠા રાખી દ્રઢ મને તેમને જ સેવવા.

જેમ ગાયનું વાછડું પોતાની માતાને મૂકી બીજે દુધનું સુખ લેવા જાય તો સુખ તો ન મળે પણ દુઃખ મળે. માટે ‘મોહે તો તુમહી એક આધારા’ મુજબ પરમપિતા પરમેશ્વર સહજાનંદનું શરણું એજ આપણાં માટે સુખનું કારણ છે.

ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના જીવનમાં શ્રીહરિ પ્રત્યેની આવી અનન્ય નિષ્ઠા ડગલે અને પગલે દેખાતી.

ગુરુકુલના પ્રારંભના સમયમાં અનેક કષ્ટો વેઠી ગુરુદેવે ગુરુકુલરૂપી આ વટવૃક્ષને ઘટાદાર બનાવ્યું હતું. તે સમયમાં રૂપીયા ગોતવા જાઈએ તોપણ મળતા નહી ત્યારે ગુરુદેવને તો અયાચક વ્રત. કોઈની પાસે ક્યારેય કશું માગવું નહીં એવું દ્રઢ મનોબળ.

રાજકોટ ગુરુકુલમાં નૂતન ભવનોનું બાંધકામ ચાલું હતું. જેમ જેમ દાનનો પ્રવાહ આવે તેમ તેમ ભવનો બંધાતા જતા. પૈસાની ખેંચ ખૂબ રહેતી.

એક દિવસ સમાજના એક શ્રેષ્ઠી શાસ્ત્રીજી મહારાજને મળવા આવ્યા. તેઓ વ્યવહારે ખૂબ સુખી હતા. તેમણે શાસ્ત્રીજી મહારાજને કહ્યું, ‘સ્વામીજી ! આપના ગુરુકુલમાં જેટલા ભવનો બાંધવા હોય તોટલા બાંધો, બધો જ ખર્ચો હું આપીશ, પણ મારી એટલી શરત કે આપે જે આ સંસ્થાનું બોર્ડ લગાવ્યું છે તે મારા નામનું

લખવું !'

ગુરુદેવે તેની વાત સાંભળી શાંતિથી કહ્યું, 'ભાઇ ! તમારી ભાવના સાચી છે પણ બોર્ડ તો સ્વામિનારાયણના નામનું જ રહે, બીજા કોઇનું નહીં. આપ યોગદાન આપો કે ન આપો એ તમારી ઈચ્છા.'

ગુરુદેવની ઈષ્ટદેવ પ્રત્યેની આવી દ્રઢ નીષ્ઠાથી ભગવાન સ્વામિનારાયણે ગુરુકુલના વિકાસમાં કોઇ ખામી ન રહેવા દીધી. આજે અનેક જીવો આ ગુરુકુલરુપી વટવૃક્ષના આશ્રયે ભગવાનને ભજે છે.

આ સમગ્ર વિશ્વમાં જીવપ્રાણીમાત્રનું પોષણ એક ભગવાન જ કરે છે એમાં કોઇ સંશય નથી. આપણે જો એમ માનતા હોઈએ કે 'હું આટલા જણાનું ભરણ પોષણ કરુ છું' તો તે આપણો નર્યો અહંકાર છે. 'કીડીને કણ અને હાથીને મણ' ભગવાન જ પૂરા પાડે છે.

એક ગામમાં એક સાધુ મહાત્માજી કથા કરવા પધાર્યા. ગામના માણસોની સાથે એક મુસ્લિમ છોકરો પણ કથા સાંભળવા આવે. કથામાં મહાત્માજીએ વાત કરી, "જે ભક્તને ભગવાનમાં દ્રઢ વિશ્વાસ હોય, અખંડ રામનામનો જપ કરતો હોય તેનું ભગવાન અન્નજળથી સર્વ પ્રકારે પોષણ કરે.

મહાત્માજીની વાત સાંભળી છોકરાને થયું, 'શું આ મહાત્માજી સાચું બોલતા હશે ? ખરેખર રામનું નામ લ્યે એને ભગવાન રોટલો આપતા હશે ?

આવા સંશય સાથે એ કથામાંથી ઊઠીને સીધો ગામની બહાર એક જંગલ જેવું હતું એમાં જઈને એક મોટા વડ ઉપર ચડી ગયો. એણે નક્કી કર્યું કે, "અહીં બેઠો બેઠો હું રામનામનું ભજન કરું. જો અહીં મને ભગવાન ખવરાવે તો જિંદગી આખી એનું નામ લઉં !"

આ છોકરો તો વડલા પર બેઠો-બેઠો રામ-રામ કરે... રાત્રિના દસ-અગિયાર વાગ્યા જેવો સમય થઈ ગયો.

હવે એમાં બનેલું એવું કે જે વડ ઉપર આ છોકરો બેઠેલો ત્યાંથી દિવસે એક જાન નીકળેલી, તેણે આ વડ નીચે મુકામ કર્યો.

હવે એ વડ નીચે ભૂત-પલીત જેવું કાંઈક થતું હશે કે ગમે તે હોય પણ જાન જેવી સામે ગામ પહોંચી તો ત્યાં વરરાજાને કાંઈક વળગાડ થઈ ગયો હોય એવું બધાને લાગ્યું ! ગામના બધા ભેગા થઈ ગયા. ભૂવા-ભરાડી બોલાવ્યા ને વરરાજાને પૂછ્યું કે, "કોણ છો... ક્યાંથી આવ્યો...?"

તો કહે, "પેલા વડલેથી..." "તો તારે શું જોઈએ છે...?" "મારે મોહનથાળ, ભજીયા, લાડવા વગેરે ખાવું છે. મારા ઠેકાણે મૂકી જાવ." એટલે ગામલોકો આ બધુંય થાળીઓ ભરી-ભરીને વડલે મૂકી આવ્યા.

રાતના બાર-એક વાગ્યા હશે. ત્યાં ત્રણ-ચાર ચોરની ટોળી આ વડલે આવી. આવીને બેસવા માટે જ્યાં બત્તી કરી ત્યાં તો મોહનથાળ ને ગાંઠીયાં ને જલેબી... આ બધું જોયું. આપણે ભૂખ્યા છીએ તો હાલોને ઝાપટી જઈએ. ત્યાં એક જણો કહે, "એલા ખાશો નહીં... આ તો આપણને મારી નાખવા કોઈએ ઝેર ભેળવીને અહીં મૂક્યું લાગે છે. આ મૂકનારો અહીંયા જ ક્યાંક હોવો જોઈએ." ચારે બાજુ બત્તી કરી ત્યાં વડલા ઉપર બેઠેલો પેલો છોકરો દેખાયો.

ચોર કહે, "એય હેઠો ઉતર્ય..." પેલો છોકરો કહે, "નહીં ઉતરું...." છોકરાએ ના પાડી એટલે બે જણા ઉપર ચડીને પરાણે છોકરાને નીચે ઉતારી આવ્યા... પછી કહે, "બેસ સામો... આ ખા... અમને ટાઢે પાણીએ મારી નાખવા છે એમને ? પહેલા તું ખા એટલે અમને ખબર પડે કે આમાં ઝેર તો નથી ને?"

છોકરો કહે, "નહીં ખાઉં..." છોકરાએ ના પાડી એટલે બે જણાએ હાથ પકડી રાખ્યા...ને એક જણ મોહનથાળ ખવડાવે... એક ભજીયું ખવડાવે, જલેબી ખવડાવે, ફરસાણ ખવડાવે. ને આ બેઠો-બેઠો ખાય ! પણ એનાં મનમાં નક્કી થઈ ગયું કે રામનું નામ લઈએ તો ભગવાન ખવડાવે છે, ખવડાવે છે ને ખવડાવે છે.

છોકરો સીધો સવારે જઈને મહાત્માજીના પગમાં પડી કહે, "મહાત્માજી ! મને દીક્ષા આપો. હું આજથી આપની સેવામાં."

મહાત્માજીએ છોકરાને દીક્ષા આપી અને એ સંત કવિ મલુકદાસ તરીકે ઓળખાયા. એણે પહેલી જ સાખી લખી કે,

**અજગર કરે ન ચાકરી, પંછી કરે ન કામ,**
**દાસ મલુકા યું કહે, સબકે દાતા રામ...**

# શરણું સહજાનંદનું...

## ભગવાનને જ સર્વસ્વનું સમર્પણ કરવું...

શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે :

इष्टं दत्तं तपो जपं वृत्तं यच्चात्मनः प्रियम् ।

दारान् सुतान् गृहान् प्राणान् यत् परस्मै निवेदनम् ॥

યજ્ઞ, દાન, તપ, જપ, સદાચાર, પોતાના પ્રિય સ્ત્રી, પુત્રો, ઘર તથા પ્રાણ પરમેશ્વરને અર્પણ કરતાં શીખવું.

ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે :

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।

यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥

હે કુંતીપુત્ર ! તું જે કરે છે, જે ખાય છે, જે હોમે છે, જે આપે છે, જે તપ કરે છે, તે મને અર્પણ કર.

ભગવાન સ્વામિનારાયણ વચનામૃતમાં કહે છે : ''જેને કલ્યાણની ઈચ્છા હોય તેને પોતાનું દેહ, ધન, ધામ, કુટુંબ, પરિવાર એ સર્વેને ભગવાનની સેવામાં જોડી દેવાં અને ભગવાનની સેવામાં જે પદાર્થ કામ ન આવે, તો તેનો ત્યાગ કરી દેવો.''

સર્વ શાસ્ત્રો તથા સ્વયં નારાયણ કહે છે કે 'આ જગતના તમામ પદાર્થો, તમામ ઉપાધીઓ એક ભગવાનને સમર્પણ કરી નિશ્ચિંત બની જવું.'

નરસિંહ મહેતા પાસે શું હતું ? એના દીકરા શામળશાના લગ્નની પત્રિકા ઘરમાં આવી એટલે પત્રિકા ભગવાનને આપીને મહેતાજી તો માંડ્યા કીર્તન ગાવા ! માણેક મહેતી કહે, 'અરે મહેતાજી, આ પ્રસંગ કેમ પાર પડશે ?' નરસિંહ મહેતા કહે, 'આપણે ક્યાં પાર પાડવાનો છે ? ભગવાને જ બધું કરવાનું છે. એને કરવું હોય તો કરે, નહીં તો આપણી આબરૂ ક્યાં જવાની છે ? જશે તો એની આબરૂ જશે ! ...અને ભગવાન ગોલોકમાંથી દોડ્યા...! આ સર્વસ્વ સમર્પણની તાકાત છે.

મહારાજ ગઢપુરમાં ત્રીસ વર્ષ રોકાણા તેનું એક જ કારણ હતું કે ગઢપુર વાસીઓએ મહારાજને સર્વસ્વનું સમર્પણ કરી દીધુ હતું.

મહારાજ મુળી પધાર્યા હતા. અહીં રાજુબા નામે ઉત્તમ સ્ત્રી ભક્ત થઇ ગયા. મહારાજે તેમની પાસે વડતાલ મંદિર માટે પૈસાની માંગણી કરી. રાજુબાએ પોતાનું એકનું એક ઘરેણું અને જીવન નિર્વાહ માટે રાખેલા ૨૦૦ રૂપિયા મહારાજને આપી દીધા.

થોડી વાર થઇ ત્યાં મહારાજ કહે, 'મને ઠંડી લાગે છે.' એટલે રાજુબાએ ઘરમાં લાકડાં અને છાણાં હતા તે તમામ સળગાવ્યા પણ મહારાજની ઠંઠી ઉડી નહી. એમ કરતા કરતા સાંગામાંચી, ગાડાનું પૈડું, અંતે રંગીન ઢોલિયાની ઈસો ફાડીને તપાવ્યા ત્યારે મહારાજની ઠંડી ઉડી.

મહારાજ કહે, 'રાજુબા ! માફ કરજો, તમારું સર્વસ્વ અમે લઈ લીધું !' રાજુબા કહે, 'મહારાજ ! મારું સર્વસ્વ તો તમે છો. આ સંસારમાં તમથી અધીક કોઈ પદાર્થ જાણ્યો નથી.' રાજુબાના આવા વચનો સાંભળી મહારાજ તેમના ઉપર અત્યંત રાજી થયા.

જીવા ખાચરે મહારાજનું કેમ ખોટું દેખાય તેવા જ પ્રયત્નો હંમેશા કર્યા હતા. અરે ! મહારાજને મારવાના પ્રયત્નો પણ તેના દ્વારા થયા હતા. છતાં પણ જીવાખાચરની ટાણાની સેવા અને સમર્પણભાવ જ તેમને અક્ષરધામના માર્ગે લઈ ગયો. સ્વયં મહારાજ તેમની સેવા તથા સમર્પણના વખાણ કરતા કરતા તેડવા પધાર્યા.

આ વખતનું મહારાજનું અવતરણ જ કરુણાવતરણ હતું. આ જગતનો પામર જીવ ભગવાનને શું સમર્પણ કરી શકવાનો ? ક્ષુદ્ર વૃત્તિઓમાંથી બહાર આવવાની તેમની તાકાત કેટલી ? અહંતા, મમતા અને રાગદ્વેષથી ભરેલા એના અંતઃકરણ ક્યારે શુદ્ધ થાય ? પરંતુ મહારાજે પોતાના અતિકરુણાસભર નેત્રો દ્વારા આ કશુંય જોયું જ નથી. બાળકના હાથ કાદવ-કીચડવાળા હોય છતા મા એ ગંદા હાથ પકડીને પણ બાળકને તેડી લે છે, એમ મહારાજે માયામાં ખદબદતા જીવોને ભવપાર ઉતારી દીધા છે. હવે આપણાથી બીજા સાધન થાય કે ન થાય,પરંતુ જે કોટી સાધન કરીને, કોટી તપ કરીને, કોટી

જપ કરીને, કોટી યજ્ઞ કરીને જેને પામવા હતા તે મહારાજ આપણને સામેથી મળ્યા છે. એવો મહિમા સમજીને કેવળ હાથ લાંબો તો કરીએ, જેથી ભગવાન આપણો સ્વીકાર કરે અને પોતાના ખોળામાં બેસારી દ્યે.

**એક ભરોસો એક બલ, એક આશ વિશ્વાસ;**
**સ્વાતિબુંદ રઘુનાથ હૈ, ચાતક તુલસીદાસ.**

## શરણું સહજાનંદનું...

### ભગવાનના ચરણોમાં અતિ દીનભાવ, નિર્માનીપણું રાખવું...

**दास्य कर्मार्पणं तस्य कैङ्कर्यमपि सर्वथा ।**

જે ભગવાનના ચરણોમાં પોતાનું સર્વસ્વ સમર્પણ કરી સર્વ પ્રકારે ભગવાન અને ભક્તની કૈંકર્ય ભાવથી સેવા કરે એજ ખરો ભગવાનનો દાસ છે.

ભગવાન અને ભગવાનના ભક્તની આગળ દીનતા જેવો કોઇ ગુણ નથી અને દીનતા જેવી કોઇ પદવી નથી.

શ્રીજી મહારાજ મધ્ય પ્રકરણના ૨૮ માં વચનામૃતમાં કહે છે કે, ''જો ભગવાનનો ખરેખરો ભક્ત હોય તો હું તો તે ભગવાનના ભક્તનો પણ ભક્ત છું. અને હું ભગવાનના ભક્તની ભક્તિ કરું છું'. એ જ મારે વિષે મોટો ગુણ છે અને એટલો ગુણ જેમાં ન હોય તો તેમાં કોઈ જાતની મોટયપ શોભે નહીં.''

શ્રીજી મહારાજે આ વચનો પોતાના જીવનમાં સિદ્ધ કર્યા હતા. પોતે પુરુષોત્તમનારાયણ હોવા છતા અયોધ્યામાં મંદિરોમાં જઇ સેવા કરતા. વર્ણીવેશે ફરતા નીલકંઠે કોઇ પણ સ્વાર્થ વગર સેવકરામને એક સાધુ જાણી બે મહિના સુધી એમની નીચામાં નીચી સેવા કરી. લોજમાં પધાર્યા પછી આશ્રમની તમામ સેવા જેવી કે છાણ વીણવું, છાણા થાપવા, આશ્રમ વાળવો, ભીક્ષા માગવી વગેરે નાનામાં નાની સેવાઓ કરી. કોઈ સંત અથવા ભગત બીમાર છે તેવા સમાચાર મળતા ત્યારે સ્વયં મહારાજ તેમની સેવા કરતા. સંતો સત્સંગ વિચરણ કરી પાછા પધારતા ત્યારે સામે ચાલીને સંતોને દંડવત્ પ્રણામ કરતા. આમ સ્વયં શ્રીજી મહારાજ પોતાના ભક્ત આગળ દાસ બનીને વર્તતા.

**દાસી થઈ રહેજે તું દીનદયાળની,**
**નીચી ટેલ મળે તો માને ભાગ્ય જો;**
**ભવબ્રહ્માદિકને નિશ્ચે મળતી નથી,**
**પુરુષોત્તમ પાસે બેઠાની જાગ્ય જો...**

આ કીર્તનના રચયિતા મુક્તાનંદ સ્વામી સ્વયં સહજાનંદ સ્વામી કરતા બાવીસ વર્ષ મોટા હતા છતાં જીંદગીભર દાસ થઈને મહારાજની આજ્ઞામાં રહ્યાં. બ્રહ્માનંદ સ્વામી જેવા શીઘ્ર કવિ દુનિયામાં ગોતવા જાઓ તો પણ ન મળે, છતાં તેઓ શ્રીહરિના દાસ થઈને રહ્યાં.

ગોપાળાનંદ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામી, નીત્યાનંદ સ્વામી, શુકાનંદ સ્વામી જેવા પાંચસો પાંચસો પરમહંસો મહાસમર્થ હોવા છતા, ભગવાન જેવું સામર્થ્ય ધરાવતા હોવા છતા સહજાનંદ સ્વામીની ચરણરજમાં આળોટતા.

શાં માટે ? કારણ કે તેઓએ એ ચરણનું માહત્મ્ય જાણ્યું હતું, તેઓએ એ મૂર્તિના સુખની અનુભૂતિ કરી હતી, તેઓ એ પ્રાપ્તિનું દુર્લભપણું જાણતા હતા. માટે આપણે પણ જો એ પરમપુરુષની સાથે પરણવું હોય તો દીન થવું પડશે, એના ભક્તની આગળ માન મુંકવું પડશે, એના દાસના પણ દાસ થઈને રહેવું પડશે. માટે જ મુક્તાનંદ સ્વામી કહે છે :

**હું ટળ્યે હરિ ઢૂંકડા તે ટળાય દાસે રે,**
**મુક્તાનંદ એવા સંતને પ્રભુ પ્રગટ પાસે રે.**

આવા સંતોના દર્શન આપણે ક્યા નથી કર્યા ? પૂજ્ય જોગી સ્વામીને તો મહારાજ હાજરા હજૂર રહેતા. શા માટે? કારણ કે સ્વામીએ એ મહારાજને જાણ્યા હતા, માણ્યા હતા અને અનુભવ્યા હતા. તેથી સ્વામીને મહારાજ

જાણે વશ વર્તતા હોય તેવું લાગતું. માટે 'જા તને સારુ થઈ જાશે' 'તુ વ્યવહારે સુખી થઈશ' 'તારા સર્વે દુઃખ મહારાજ દુર કરશે' એમ સ્વામી કોઈને આશીર્વાદ આપતા તો તે સ્વામીના વચનોને મહારાજ સત્ય કરતા.

આમ ભગવાનના ચરણોમાં દીનભાવ, એમના ભક્તના ચરણોમાં દીનભાવ આપણાં અંતઃકરણના કચરાને સાફ કરી ભગવાનના ચરણે પધરાવાય તેવું પવિત્ર બનાવે છે.

નિષ્કુળાનંદ સ્વામી લખે છે :

**પણ જાવું જેને પ્રભુજી પાસે, તેને કરવો તપાસ રે;**
**અંતર બીજો તજવો આશે, થઈ રહેવું હરિના દાસ રે.**

દીન થવું સહેલુ નથી. દીન થવામાં માન આડું આવે છે. આ માનને ટાળવા પુરુષોત્તમ નારાયણનો જેવો છે તેવો મહિમા સમજાય જાય તો માનને ટાળવું સહેલું બની જાય છે.

શરણાગતીના આ છ મુદ્દા આપણા જીનવમાં વણીએ અને શ્રીહરિના ચરણોને વરવા યોગ્ય થઈએ.

# સમાચાર દર્શન

## સત્સંગ બાલ શિબિર

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્(SGVP) અમદાવાદ ખાતે તા. ૨૮/૪/૧૩ થી તા. ૩/૫/૧૩ દરમ્યાન સમર સત્સંગ બાલ શિબિરનું આયોજન કરવામાં આવ્યું હતું. જેમાં ધોરણ ૩ થી ૧૨ સુધીના ૧૨૫ જેટલા બાળકોએ લાભ લીધો હતો. આ બાળકોને દંડવત, પૂજા, વંદન, શાસ્ત્રવાંચન આદિ ધાર્મિક ક્રિયાઓ ઉપરાંત માતા-પિતાની સેવા, વડીલોને આદરભાવ વગેરે સંસ્કારલક્ષી કેળવણી આપવામાં આવી હતી. ગુરુકુલમાં રહેલી સ્વીમીંગ, હોર્સ રાઈડીંગ તથા વિવિધ રમતોના મેદાનોની સુવિધાઓના ઉપયોગ દ્વારા બાળકોએ ખૂબ જ આનંદ કર્યો હતો. આ શિબિરમાં પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ પધારીને બાળકોને પ્રેરણાદાયક વાતો કરી હતી.

## સત્સંગ સભા તથા પધરામણી પર્વ - સુરત

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવાર - સુરત દ્વારા દર મહિને થતી સત્સંગ સભામાં પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ પધારીને કથાવાર્તાનો લાભ આપ્યો હતો.

આ પ્રસંગે ગુરુકુલના ભૂતપૂર્વ વિદ્યાર્થી શ્રી અશ્વિનભાઈ ચોવટીયા, શ્રી ધનજીભાઈ દુધાત, શ્રી જયંતિભાઈ દુધાત વગેરેના ભવનોમાં મહાપૂજાનું આયોજન થયું હતું. તદુપરાંત અનેક ભાવિક ભક્તજનોના ઘરે પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી તથા પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ ઠાકોરજી સાથે પધરામણીનો લાભ આપ્યો હતો.

## ગઢપુર પદયાત્રા

મેમનગર સંચાલિત શ્રી ગોપીનાથ યુવક મંડળના યુવાન ભાઈ-બહેનોએ પૂજ્ય પુરાણી શ્રી હરિસ્વરૂપદાસજી સ્વામીની પ્રેરણાથી તા.૩/૫/૧૩ થી તા.૧૦/૫/૧૩ દરમ્યાન અમદાવાદથી ગઢપુરની પદયાત્રા કરી હતી. આ પદયાત્રામાં ૧૨૫ ઉપરાંત ભાઈ-બહેનો જોડાયા હતા.

શુક્રવારની સભા બાદ સંતોના મંગલ આશીર્વાદ સાથે અનેરા ઉત્સાહ અને ભક્તિભાવ પૂર્વક આરંભાયેલી આ પદયાત્રા અનેક દિવ્ય અનુભૂતિઓ સાથે જ્યારે ગઢપુર પહોંચવા આવી ત્યારે પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી પણ ગઢપુર પધાર્યા હતા. સંતોની સંગાથે શ્રી ગોપીનાથજી મહારાજના સૌ ભક્તજનોએ દર્શન કર્યા હતા. દાદાખાચરના દરબારગઢમાં થયેલી દિવ્ય સભામાં પૂજ્ય સ્વામીજીએ શ્રી ગોપીનાથજી મહારાજ તથા ગઢપુર તીર્થધામનો મહિમા વર્ણવ્યો હતો. પદયાત્રી ભક્તજનોને મંગલ આશીર્વાદ પાઠવ્યા હતા. પૂજ્ય શ્રી પુરાણી સ્વામીએ પણ ગઢપુર તીર્થનો મહિમા ગાયો હતો. આ સમસ્ત આયોજનમાં શ્રી પ્રકાશભાઈ ગજ્જર તથા શ્રી દિપકભાઈ ગજ્જરે સર્વ પ્રકારે ખૂબ જ સારી સેવા કરીને સૌ ભક્તજનોને રાજી કર્યા હતા.

## સમર કેમ્પ (SGVP)

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) ખાતે સંપૂર્ણ મે મહિના દરમિયાન સમર કેમ્પનું આયોજન કરવામાં આવ્યું છે. આ કેમ્પમાં અમદાવાદ સીટીના ૪૦૦ ઉપરાંત બાળકો ભાગ લઈ ઘોડેસવારી, સ્વીમીંગ, કરાટે, વોલીબોલ, ક્રીકેટ, ફૂટબોલ, ટેનીસ વગેરે રમતોની ટ્રેનીગ લઈ રહ્યા છે.

# ગુરુકુલમાં રસોઇ

**અમદાવાદ ગુરુકુલ**

શ્રી હસમુખભાઈ બાબુભાઈ શેલડીયા, રુગનાથપુર
શ્રી રસિલાબેન જયસુખભાઈ કોટડીયા, અમદાવાદ
શ્રી રસીકભાઈ વિરજીભાઈ પટેલ, અમદાવાદ
શ્રી શારદાબેન શનાભાઈ પટેલ, અમદાવાદ
શ્રી કિરીટભાઈ બાવચંદભાઈ દુધાત, સુરત
શ્રી કૌશિકભાઈ પૂજારા, બાવળા
શ્રી છગનભાઈ ગોગજીભાઈ પટેલ, અમદાવાદ
શ્રી હરિભાઈ ચતુરભાઈ પટેલ, અમદાવાદ
શ્રી દિપકભાઈ નાનજીભાઈ ધામેચા, અમદાવાદ

**છારોડી ગુરુકુલ**

શ્રી જયંતભાઈ પુરુષોત્તમભાઈ વ્યાસ, મુંબઈ
શ્રી નિરજભાઈ આર. જોશી, અમદાવાદ
શ્રી ઘનશ્યામભાઈ રણછોડભાઈ પ્રજાપતિ, જાસપુર
શ્રી મહેશભાઈ છગનભાઈ પટેલ, અમદાવાદ
શ્રી નારયણભાઈ ભીમજીભાઈ પેથાણી, સુરજપુર
શ્રી કલ્પેશભાઈ બટુકભાઈ કળથીયા, અમદાવાદ
શ્રી મુળજીભાઈ નાથાલાલ હીરાણી
શ્રી ગોપાલભાઈ દેવશીભાઈ રાઘવાણી, બળદીયા

# શ્રદ્ધા સુમન

**અ. નિ. પ. પૂ. શ્રી અચ્યુતદાસજી સ્વામી :-**

હૈદરાબાદ ગુરુકુલમાં રહી સેવા કરતા પ. પૂ. શ્રી અચ્યુતદાસજી સ્વામી તારીખ ૨૦ એપ્રિલ, રામનવમીના પવિત્ર દિવસે અક્ષરવાસી થયા છે. પૂજ્ય અચ્યુત સ્વામી હૈદરાબાદ ગુરુકુલમાં વર્ષોથી ખૂબ જ નિષ્ઠાથી કોઠારી તરીકેની સેવા બજાવતા હતા. ઉત્સાહી તથા ભગવાન અને સંતોમા હેતવાળા પૂજ્ય સ્વામીના અક્ષરવાસથી ગુરુકુલને એક સેવકની ખૂબ જ મોટી ખોટ પડી છે. ભગવાન શ્રીહરિ આ સેવક સંતના આત્માને પોતાનું અખંડ સુખ આપે તેવી પ્રાર્થના.

**અ. નિ. શ્રી રસીકભાઇ કાનજીભાઇ લાખાણી :-**

ગામ તરવડા હાલ અમેરીકા નિવાસી શ્રી રસીકભાઈ લાખાણી તારીખ ૧૫ મેના રોજ ૬૮ વર્ષની ઉંમરે ભગવાનનું ભજન કરતા થકા અક્ષરવાસી છે. રસીકભાઈ ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના કૃપાપાત્ર હતા તથા આખો પરિવાર ખૂબ જ સારો સત્સંગ રાખે છે. રસીકભાઈના પવિત્ર આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા રમેશભાઈ, ઘનશ્યામભાઈ, જયસુખભાઈ તેમજ સુપુત્રો રાજેશભાઈ, રાકેશભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**અ. નિ. શ્રી મીનાબેન જયપ્રકાશભાઇ પીઠડીયા :-**

નાયરોબી નિવાસી શ્રી મીનાબેન જયપ્રકાશભાઈ પીઠડીયા ૪૭ વર્ષની ઉંમરે ભગવાનનું ભજન કરતા થકા અક્ષરધામ સીધાવ્યા છે. આ પરિવાર પૂજ્ય શાસ્ત્રીજી મહારાજનો કૃપાપાત્ર છે. ગુરુકુલમાં આ પરિવારની સેવા નોંધપાત્ર રહી છે. આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા સુપુત્ર આરાગ તથા સુપુત્રી રીયંકા વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

# આગામી આયોજન

| | |
|---|---|
| ૦૪/૦૬/૧૩ | **અપરા એકાદશી**, મંગળવાર, કિર્તનભક્તિ સાંજે ૮:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ. |
| ૧૮/૦૬/૧૩ | **શ્રીહરિ જયંતિ**, મંગળવાર, સવારે ૦૬:૩૦ કલાકે રાજોપચાર પૂજન તથા શ્રી નીલકંઠવર્ણીનો પયોભિષેક, મેમનગર ગુરુકુલ. |
| ૨૦/૦૬/૧૩ | **ભીમ એકાદશી**, મંગળવાર, કિર્તનભક્તિ સાંજે ૮:૩૦ કલાકે, મેમનગર ગુરુકુલ. |

## SGVP દ્વારા પ્રકાશિત નૂતન પ્રકાશનોને મળ્યો અદ્ભૂત આવકાર

**પરમ પૂજ્ય ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી દ્વારા ગ્રંથસ્થ**

**સદ્ગુરુ ગાથા - ભાગ ૧ તથા ૨**

ભગવાન શ્રી સ્વામિનારાયણની વિશુદ્ધ પ્રણાલીને ઉજાગર કરતી
ગુણાતીત પરંપરાની અદ્ભૂત ગાથાઓનો સંગ્રહ

- અક્ષરમૂર્તિ સદ્ગુરુ શ્રી ગુણાતીતાનંદ સ્વામી
- સદ્ગુરુ શ્રી ગોપીનાથદાસજી સ્વામી
- સદ્ગુરુ શ્રી બાલમુકુંદદાસજી સ્વામી
- સદ્ગુરુ શ્રી નારાયણદાસજી સ્વામી
- સદ્ગુરુ શ્રી ધર્મસ્વરુપદાસજી સ્વામી
- સદ્ગુરુ શ્રી કૃષ્ણજીવનદાસજી સ્વામી

વગેરે ગુણાતીત મહાપુરુષોના જીવનકવનનું સુંદર તથા રોચક શૈલીમાં આલેખન.
આ ઉપરાંત પૂજ્ય સ્વામીજી દ્વારા લીખીત હનુમંત ચરિત્ર, પુલહાશ્રમની પાવન યાત્રા,
જોગીસ્વામીની જીવનગાથા, સ્વામિનારાયણ સંપ્રદાયમાં બહેનોનું સ્થાન,
કીર્તનની કુંજગલી, ઇઝરાયેલની ધર્મયાત્રા વગેરે પુસ્તકો પણ ઉપલબ્ધ.

પરમ પૂજ્ય પુરાણી શ્રી હરિસ્વરુપદાસજી સ્વામી દ્વારા વ્યાખ્યાયિત ભજગોવિંદમ્, પંચવર્તમાન,
સહજાનંદ સ્વામી એટલે ?, ઉપાસનાનું અમૃત વગેરે પુસ્તકો.
તથા નારી રત્નો, ભક્તચિંતામણિ, વચનામૃત, સ્વામીની વાતો, વચનામૃત સાર સંગ્રહ વગેરે અનેક
જીવન ઉપયોગી પુસ્તકો આજે જ વસાવો.

## SGVP & ALLEN Join Hands Together

- Safe and peaceful accommodation on world-class campus
- Board + JEE (Main & Advance) / NEET - Medical preparation
- Experienced faculties from Allen, Kota

| Best **SYSTEM** | Proven **RESULTS** | Ultimate **CARE** |
|---|---|---|

**Contact SGVP between 9:00 AM to 1:00 PM**
**(M) 099798 80371; +91 2717 242 138/9**

"GURUKUL DARSHAN" RNI No. GUJGUJ/2009/28937 Date of Publication is
25th of every month and Permitted to post at A`bad
PSO on 25th of every month, GAMC 1468/2013-2015, Valid up to 31/12/2015

સુરત ખાતે યોજાયેલ સત્સંગ સભામાં ઉપસ્થિત
પૂજ્ય સંતો તથા હરિભક્તો.

SGVP સ્કુલના ધોરણ ૧૦ તથા ૧૨ નું સો ટકા રીઝલ્ટ પ્રાપ્ત થતા
પ્રથમ ક્રમાંકિત વિદ્યાર્થીઓને આશીર્વાદ પાઠવતા પૂજ્ય સ્વામીજી

વડોદરા ખાતે યોજાયેલ મહોત્સવમાં ઉપસ્થિત
પૂજ્ય આચાર્ય મહારાજશ્રી તથા પુરાણી સ્વામી.

જૂનાગઢ ખાતે યોજાયેલ સત્સંગ સભામાં ઉપસ્થિત
પૂજ્ય બાલકૃષ્ણદાસજી સ્વામી તથા સંતો-હરિભક્તો

SGVP ખાતે યોજાયેલ બાલ શિબિરમાં પૂજ્ય સ્વામીજી સાથે શિબિરમાં જોડાયેલા બાળકો.